

કન્યાઓ ને મહિલાઓના
— હિતાર્થે રચેલા —

# નીતિમય નવીન ગરબા

રચનાર–લાલજી વીરેશ્વર જાની.
રામાયણકથાસાર વગેરેના કર્તા.
હેડમાસ્તર અંગ્રેજી સ્કૂલ પલસાણા–પ્રાંત નવસારી.

પ્રસિદ્ધ કર્તાઓ–લાલજી વીરેશ્વર જાની.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું–પલસાણા–પ્રાંત નવસારી.
છગનલાલ મોતીરામ શાહ.
"મુખગણિત શિક્ષક"ના કર્તા. શાહપોર–સુરત.

સુરત ચઉટાના પુલપર આવેલા "શંકર" પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યા.

કિંમત એક આનો.



ॐ तत्सद् ब्रह्मणे नमः

# નીતિમય નવીન ગરબા.

## (શ્રી જગદંબાનો સ્મરણ પૂર્વક)

### જ્ઞાન દીપકનો ગરબો ૧.



( મારી નવલી વાડીમાં રમે વિઠુલોરે લોલ—એ રાગ )

આજે અંગમાં આનંદ અતિ રેલિયો રે લોલ;
દિવસ માનગાન ધ્યાન તણો, આવિયોરે લોલ. ધ્રુવ.
સ્મરણ સવ કરો માત અંબિકાતણું રે લોલ;
હરે પાપ, ત્રિવિધ તાપ નામ જેમનું રે લોલ. આજે. ૧
સ્મરણ સર્વ કરો માત અંબિકાતણું રે લોલ;
હરે કારમુ અજ્ઞાન નામ જેમનુ રે લોલ. આજે. ૨
ધ્યાન ભાવથી સદૈવ ધરો માતનું રે લોલ;
કૃપા જેમની અજ્ઞાન હરે આપણું રે લોલ. આજે. ૩

ટળે હરિ અંધકાર ભાનુ ઊગતાં રે લોલ;
થાય ઊજળો પ્રકાશ સૂર્ય આવતાં રે લોલ. આજે. ૪
ટળે તિમિર તેમ માતની કૃપા થતાં રે લોલ;
અને નાસતું અજ્ઞાન જ્ઞાન પામતાં રે લોલ. આજે. ૫
જતાં ચિત્તનું અજ્ઞાન આવે સન્મતિ રે લોલ;
થતાં સન્મતિ કુબુદ્ધિ તળે કારમી રે લોલ. આજે. ૬
ટળે જો કુબુદ્ધિ તો સુબુદ્ધિ વ્યાપતી રે લોલ;
મટે વાસના મલીન, ટળે દુર્ગતિ રે લોલ. આજે. ૭
ટળી દુર્ગતિ, મલીન મતિ જેમની રે લોલ;
થઇ જાણુવીજ જ્ઞાન સિદ્ધિ તેમની રે લોલ. આજે ૮
જ્ઞાન દીપકે ઉજાસ પડે આતમમાં રે લોલ;
જડે તે વડે મહેશ, મોક્ષ વિશ્વમાં રે લોલ. આજે ૯
સદા માતના ગુણોજ, ચિત્તમાં ધરો રે લોલ;
લઇ આશીષો સંસાર સિંધુને તરો રે લોલ. આજે ૧૦
સુણે છંદ આ અમંદ આદરે કરી રે લોલ;
કૃપા તે પરે ખરે મા બહુચરી રે લોલ. આજે ૧૧
રચ્યા છંદ આ ઉમંગ ધારી અંગમાં રે લોલ;
સુણે ગાય તે સુભાગી થાય વિશ્વમાં રે લોલ. આજે. આજે ૧૨

———:o:———

## મનુષ્યદેહની દુર્લભતા વિષે ગરબો—૨.

(ધન્ય ઘડીપળ આજની ચંદ્ર ચડયો આકાશ—એ રાગ.)
મળિયો માનવ દેહ, ઉત્તમ વાત આનંદની;
ભજશું શ્રી ભગવાન, ધન્ય ઘડીપળ આજની—મળિયો ધ્રુવ.

સજની સુણજો વાત, રજની આ રળીયામણી;
ગાઓ તમે ભલી ભાત, લો ગવડાવું લાડણી-મળીયો—૧.
પૂજ્યા હશે પરમેશ, પૂર્વ જનમમાં પ્રેમથી;
દીધાં હશે બહુ દાન, દીન જનોને હેતથી-મળીયો—૨.
કીધા હશે ઉપવાસ, આચરી વ્રત એકાદશી;
સાધ્યાં હશે કંઇ કામ, લોક કલ્યાણનાં કડ કસી-મળીયો—૩.
સેવ્યાં હશે સદ્‌ગુણ, પૂર્વ જનમમાં કાયથી;
પાળી હશે શુભરીત, નીતિ અને વળી ન્યાયથી-મળિયો—૪.
પાળ્યો હશે શુભ ધર્મ, પૂર્વ પ્રસંગે પ્રેમથી;
કીધું હશે તપ ઉગ્ર, કષ્ટ સહીને કાયથી-મળિયો—૫.
ટાળ્યાં હશે કંઇ દુ:ખ, પામર પ્રાણીનાં પ્રીતથી;
તેથી મળ્યો નરદેહ, સદ્‌ગતિ વાધે જે થકી-મળિયો—૬.
હીરલો આવ્યો હાથ, પૂર્વ જનમના પુણ્યથી,
ઇચ્છે દેવના લોક, દુર્લભ દેહ મનુષ્યની-મળિયો—૭.
કાદવ રોળે કાય, ન્હાઇ ગંગા જળ નીરથી;
ગધર્વને નહિ જ્ઞાન, ગુણ અનુરાગી એ નથી-મળિયો—૮.
કરવાં રૂડાં કામ, કાય પ્રભુએ આ ઘડી;
સજની લે છે લાભ, મૂરખને મન રાખડી-મળિયો—૯.

---

## બહુચરા માતાજીનાં યશોગાનનો ગરબો—૩.

(માજી તું પાવાની પટરાણી, ભવાનીમા કાલિકા રે લોલ-એ રાગ.)

માજી તારો ચાચરમાં છે વાસ, ત્રિલોકમાં તોયે રમે રે લોલ;
માજી તારૂં સ્થાનક ચાચર ચોક, મા બહુચરા નામે ગમે રે લોલ ધ્રુવ.
દુ:ખિયાં આવે તવ દરબાર, ઘરબાર તેનાં બાંધતી રે લોલ;

માજી તારા હૈડામાં છે હેત, બાલુડાં ઉદ્ધારની રે લોલ. માજી તારા ૧.
માજી તારી દૃષ્ટિમાં અમીનીર, અમીર મન તાહરૂં રે લોલ,
માજી તું ફરતી ચૌદ ભુવન, દયાળુ દિલ તાહરૂં રે લોલ. માજી તારા ૨.
જે કોઇ શરણુ લીએ મા તારૂં, અભય તેને આપતી રે લોલ;
ભૂમાં ફરતી શક્તિ સદાય, દુઃખીનાં દુઃખ કાપતી રે લોલ. માજી તારા ૩.
માજી તું બ્રહ્મા ને મહા દેવ, વિષ્ણુનું રૂપ તુમાં ખરે રે લોલ;
મારે મન તુંજ ત્રિલોકની માતા, ઉત્પત્તિ લય તુજ કરે રે લોલ. માજી તારા ૪.
ચરાચર ભરિયું તારે નામે, ઠામે ઠામે તુંજ વસીરે લોલ,
માજી તારા તીક્ષણુ ખડ્ગની ધાળે, સંહાર્યા ઘણા રાક્ષસો રે લોલ;
માજી તારા તીખા ત્રિશૂળના ધાળે, સંહાર્યા દુષ્ટ દાનવો રે લોલ. માજી તારા ૫.
માજી તારા ઝળકતા ઝાલમ ભાલે, દાનવ દિલ વીંધિયાં રે લોલ;
માજી તેં ચક્રે છેદયાં શીષ, દુષ્ટોનાં દળ કાપ્યાં રે લોલ. માજી તારા ૬.
સાધુ સંરક્ષણને માટે બૌચરામા જાગતા રે લોલ;
ગુણુ અનુરાગી જનનાં કામો, માતાજી સહુ સાધતાં રે લોલ. માજી તારા ૭.
લાલાજી વીરેશ્વરનો બાળ, શ્રીમાન કુંવર માનો જણ્યો રે લોલ.
તોયે મા તારો હું તો બાળ, તારોજ મને માનવો રે લોલ. માજી તારા. ૮
જે કોઇ ગાયે ગરબો પ્રેમે, બૌચરમાનો ભાવ ભર્યો રે લોલ;
દુઃખડાં તેનાં થાશે દૂર, સદ્ ભાવથી પ્રેમે રચ્યો રે લોલ. માજી તારા ૯.
રહીને પૂર્ણ પવિત્ર સુસંગે, સુકર્મ નિત સાધશે રે લોલ;
કરશે મા તેનું કલ્યાણુ, દારિદ્ર ઝટ કાપશેરે લોલ. માજી તારા ૧૦.

ઇતિ શિવમ્.



## માતૃ પ્રેમનો ગરબો.—૪.

(અમે સ્વર્ગથી સંસાર તટે ઉતર્યાં રે લોલ—એ રાગ

આજે અંગમાં ઉમંગમાં અતિ વાધિયો રે લોલ;
દિવસ પુણ્યશીલ આજ અહો આવિયો રે લોલ, આજે ધ્રુવ.
ધરશું ધ્યાન માત અંબિકાતણું, સહુ રે લોલ;
કરશું ગાન ભાવથી, ભવાની માતનું રે લોલ. આજે ૧.
સુધા સિંધુ તું કૃપાળ માત અંબિકા રે લોલ;
તૃષાથી પીડાય બાલ માત તાહરાં રે લોલ. આજે ૨.
પીયુષ પાઇને ઉદ્ધાર માત બાલુડાં રે લોલ;
દયા ધારીને અજ્ઞાન ટાળ કારમા રે લોલ. આજે ૩.
દ્રવે સ્નેહથી સદૈવ ચિત્ત તાહરૂં રે લોલ;
મતિહીન ગતિહીન ચિત્ત માહરૂં રે લોલ. આજે ૪.
ઝરે પ્રેમ-અશ્રુ નયન ન્યાળી બાળને રે લોલ;
શકે વર્ણવી કવિ કો માત વ્હાલને રે લોલ. આજે ૫.
રચ્યું શું સુધા વડેજ માત ચિત્તને રે લોલ;
મહીં ભેળિયું હશે મધુ શું ઇશ્વરે રે લોલ. આજે ૬.
હશે રેડિયું શું ચંદ્રબિંબ શીતળું રે લોલ;
વળી સ્વાદુ શર્કરા ઉમેરી શું રચ્યું રે લોલ. આજે ૭.
અહો ધન્ય ધન્ય ધન્ય માત ચિત્તને રે લોલ;
દ્રવે સ્નેહવારિ નિત્ય ન્યાળી પુત્રને રે લોલ. આજે ૮.
કરે ગાન શારદા સદા ગુણો તણું રે લોલ;
તોય લક્ષ ભાગ ના કથાય તે તણું રે લોલ. આજે ૯.

શેષ વર્ણવી શકે ન પાડ માતના રે લોલ;
ભલે વર્ણવે સહસ્ત્ર મુખો સામટાં રે લોલ. આજે ૧૦.
કરો ભાવધારી નિત્ય માત સેવના રે લોલ;
મળે રિદ્ધિ સિદ્ધિ માતૃપ્રેમ પામતાં રે લોલ. આજે ૧૧.
રચ્યા છંદ આ ગુણાનુરાગી સેવકે રે લોલ;
ગ્રહે સાર તે યશસ્વી વિશ્વમાં બને રે લોલ. આજ ૧૨.



## સદાચારની શિક્ષાનો ગરબો.—૫.

(સજની સુણજો વાત રજની આ રળીયામણી—એ રાગ.)

ગાવ ગરબો બેન પ્રેમથી, ચંદ્ર ચડયો આકાશ;
અંધકાર નાશ થયો બધો, ઊજળો થયો છે પ્રકાશ. ધ્રુવ.
શીખ સાંભળો સખી માહરી, હેતે ભણાવું પાઠ;
ફેશનની પીશીયારી છે, ઠાલો એ તો ઠાઠ. ગાઓ ૧.
આપણા કુળ ઘરબારને, લાયક સજવો સાજ,
સાદાઇમાં સુખ છે ઘણું, કરવાં રૂડાં કાજ. ગાઓ ૨.
જૂઠું કદી ના બોલવું, સેવો સદા શુભ સંગ;
નિરૂતે દવાગ્નિ જાણવો, દુર્જન કેરો સંગ. ગાઓ ૩.
નિત્ય પવિત્ર રહો સદા, આચરો રૂડાં કામ;
નીતિ વિષે પ્રીતિ ધરો, મળવા ઉત્તમ નામ. ગાઓ ૪.
પાપે મતિ ન રતિ ધરો, પ્રેમથી રહો સહુ સાથ;
ક્લેશ કરવાથી કુટુમ્બના, રીઝે નહિ જગનાથ. ગાઓ ૫.

ધીરજ દુઃખ મધ્યે ધરો, સુખ મધ્યે નરમાશ;
શરણુ પ્રભુનું લો ગ્રહી, ઇશ્વર પૂરશે આશ. ગાઓ ૬.
માનવ દેહ ભલે ભલે મળ્યો, તરવા આ સંસાર,
ગુણ અનુરાગી હોય તે, સમજે સારાસાર. ગાઓ ૭.



## અંબામાની અમીવૃષ્ટિ વિષે ગરબો—૬.

(મારી નવલી વાડીમાં રમે વિઠ્ઠલો રે લોલ—એ રાગ.)

અહો રજની ખીલી છે નવા રંગમાં રે લોલ;
હશે સાડી પ્હેરી શું શ્વેત અંગમાં રે લોલ. અહો ધ્રુવ.
દિસે સજ્જન ચિતના સમાન, નિર્મળી રે લોલ;
નથી અંગમાં કલંક રાત ઉજળી રે લોલ. અહો ૧.
કેવી શોભી રહી છે ચંદ્રની કળા રે લોલ;
જેવી વૃત્તિ વસિષ્ઠ કેરી નિર્મળા રે લોલ. અહો ૨.
ચંદ્ર શોભી રહ્યો છે નભ મંડળે રે લોલ;
જેમ ન્યાયી ભૂપાળ ભૂમંડળે રે લોલ. અહો ૩.
અંબા આવે ગરબો ગવાય જે સમે રે લોલ;
માજી આવી અમારે મંડપે રમે રે લોલ. અહો ૪.
રૂડા મોતીડે મેહુલા આજ વર્ષિયા રે લોલ;
રંક આંગણે મા અંબિકા પધારિયા લોલ. અહો ૫.
સાથ સ્નેહથી બધાંય બાળકો રમે રે લોલ;
હળીમળી ગીત ગાય તે માને ગમે રે લોલ. અહો ૬.
સહુ સંપીને રમે છે, સાથ સાથમાં રે લોલ;
બહુ વ્હાલથી રહે છે, એકમેક રે લોલ. અહો ૭.

જોઇ બાલ સંપીલાં, પ્રસન્ન મા થયાં રે લોલ;
દઇ આશીષો મા અંતરે, રાજી થયાં રે લોલ. અહો ૮.
દયા ધારી અમીદૃષ્ટિ અમપેં રાજી થયાં રે લોલ;
રંક બાળકો ઉદ્ધારી કૃપા દાખવી રે લોલ. અહો ૯.
કૃપા માતની સંસાર મધ્ય સાર છે રે લોલ;
કૃપા માતની ભવસિંધુ મધ્ય નાવ છે રે લોલ. અહો ૧૦
કૃપા માતની ગુણાનુરાગી માગતો રે લોલ;
કૃપા દૃષ્ટિ માતની સદૈવ યાચતો રે લોલ. અહો ૧૧.



## ભગવતી તાપીમાના મહિમાનો ગરબો—૭.

(મા પાવાના ગઢથી ઉતર્યાં મા કાળીરે-એ રાગ)

અહો ધન્ય ધન્ય તાપી નીર મા—તાપીરે;
એનો વધિયો વિશ્વ પ્રતાપ, ધન્ય મા તાપીરે. અહો. ધ્રુવ
માજી સપ્ત પાડમાંથી નીકળ્યાં મા તાપીરે;
ત્યાંથી પરવરિયાં ગુજરાત ધન્ય મા તાપીરે. અહો. ૧
માજી હુલતાં ઝુલતાં નીકળ્યાં મા તાપીરે;
આવી વસિયાં સૂરત શેર-ધન્ય મા તાપીરે. અહો. ૨
માનું સુંદર મુખડું શોભતું-મા તાપીરે;
એ તો સાગરને લોભાવ-તું-મા તાપીરે. અહો ૩
મન મોટું કરીને જઇ મળ્યાં, મા તાપીરે;
મળ્યા સાગર માના નીર-ધન્ય મા તાપીયે. અહો ૪
નમે નમ્ર ભાવથી શ્રી નાથને, મા તાપીરે;
એમાં વધતો એનો પ્રભાવ-ધન્ય મા તાપીરે. અહો ૫

કદિ ગર્વ ધારી એ ના નમે-મા તાપીરે;
સહી દારૂણ દુઃખ તે સુકાય-ધન્ય મા તાપીરે. અહો ૬
જળ ઝળહળ ઝળહળ શોભતાં-મા તાપીરે;
ટળે દર્શનથી દુખભાર-ધન્ય મા તાપીરે. અહો ૭
સ્નાન કરતાં સદ્‌ભાવથી, મા તાપીરે;
મળે મુક્તિ, ટળે સંતાપ, ધન્ય મા તાપીરે. અહો. ૮
છે કાંઠે શિવાલય શોભતાં, મા તાપીરે;
એ તો ભક્તોજનોને ભાવતાં, મા તાપીરે. અહો. ૯
ભળું નામ પાતાળી હનુમાનજીરે, મા તાપીરે;
એ તો વસિયા તારે તીર ધન્ય મા તાપીરે. અહો. ૧૦
ભાવિક ભકતો આવતા-મા તાપીરે;
ચડે ફૂલડાં ચાર પહોર, ધન્ય મા તાપીરે. અહો. ૧૧
મા પાપી પતિત ઉદ્ધારતી-મા તાપીરે;
દ્રવે દીન જન ન્યાળી ચિત્ત ધન્ય મા તાપીરે. અહો. ૧૨
હું ગુણ અનુરાગી તાહરો મા તાપીરે;
તેનો કર માજી ઉદ્ધાર, ધન્ય મા તાપીરે. અહો. ૧૩
ગાય શીખે કોઇ સાંભળે-મા તાપીરે;
તેના ટળતા તનમન તાપ, ધન્ય મા તાપીરે. અહો. ૧૪



## સતી ધર્મનો ગરબો-૮.

(દેવકીજીને વસુદેવ કાળાગૃહમાં છે પૂરિયાં રે લોલ-એ રાગ,)

જેણે સંતોષ્યો ભરથાર (૨) જાણો તેને સાચી સતીરે બેન. ધ્રુવ.
જેણે પાળ્યું પતિવ્રત પૂર્ણ, જેણે પૂજ્યાં સાસુ સસુર. જાણો. ૧

જેણે સુધાર્યો પરિવાર, જેથી રીજ્યા છે કરતાર જાણો. ૨
જેથી રીઝયાં માત ને તાત; જેથી રીજ્યા ભગિની ભ્રાત. જાણો. ૩
જેણે સાધ્યું સ્વામીનું હિત, રાખ્યું વિમળ જેણે ચિત્ત. જાણો. ૪
ધાર્યું શીયળ જેણે અંગ, સજ્યા સદ્‌ગુણ ભૂષણ સંગ. જાણો. ૫
જેને વ્હાલી છે નિજ લાજ, જેનાં નીતિવાળાં કાજ. ૬
જેણે તજ્યો છે કુસંગ, જેણે રાખ્યો કુળનો રંગ. જાણો. ૭
જેને ઉર નહિ અભિમાન, સ્વામી ચરણમાં છે ધ્યાન જાણો. ૮
જેના અંગમાં ગરીબાઇ, જેને ગમે છે સાદાઇ. જાણો ૯
જેને વ્હાલું છે બહુ સત્ય, જેનાં ઉજ્જવલ રૂડાં કૃત્ય. જાણો. ૧૦
નથી કરતી નિંદા જેહ, નથી આળસ જેને દેહ. જાણો. ૧૧
ધન્ય સતી સીતા નાર, જેનો ઉજ્જવળ યશ અપાર. જાણો ૧૨
ધન્ય દ્રૌપદી સતીનાર, તર્યા પાંડવ સંસાર. જાણો. ૧૩
અહો સાવિત્રી બલહારી, ધન્ય અનસૂયા સતીનારી. જાણો. ૧૪
જેના આવા ઉત્તમ ગુણ, જેથી રીજ્યા પ્રભુ પૂર્ણ. જાણો. ૧૫
શિખે ભાવથી આ છંદ, તેના ટળે ભવના બંધ. જાણો. ૧૬



## સુરત શહેરનો ગરબો.

(માજી તું પાવાની પટરાણી, ભવાનીમા કાલિકારે લોલ એ રાગ)

પુણ્યવતી તાપી માને તીરે, સુરત સોહામણું રે લોલ;
સંગમાં સાગરનું છે થાણું, સિંધુ તટે શોભતું રે લોલ પુણ્ય. ધ્રુવ
વિશ્વમાં ભારત છે વિખ્યાત, ગુજરાત પણ ખ્યાત છે રે લોલ;
સૂરત ગુર્જર દેશની રાણી, પટરાણી સમું શોભતું રે લોલ. પુણ્ય ૧

પાટણ ગુર્જરની પટરાણી, સૂરત શાણી તોય છે રે લોલ;
સૂરત ભાષામાં વખણાણી, મનહર મીઠા મુંખડે રે લોલ પુણ્ય. ૨
નાગર બ્રાહ્મણ ને દેશાઇ, કાયસ્થ સ્વસ્થ ચિન્તે વસ્યા રે લોલ,
વૈશ્યો વેપારે મદમાતા, ખેતીય કરી જીવતારે લોલ, પુણ્ય. ૩
વિધ વિધ હુન્નરમાં વખણાયા, સોની અને સાળવી રે લોલ;
ઘડતા ઘાટ મનોહર આંહી, કંસારા ભલી ભાતનારે લોલ. પુણ્ય. ૪
કાછિયા, ઘાંચી અને વળી મોચી, તંબોલી તીખા આગિયારે લોલ;
દરજી સીવે ને સુતારો લુહાર ઘણા મારતા રે લોલ, પુણ્ય. ૫
વસિયા પારસી સજ્જન શાણા, વખણાણા રાજકાજમાં રે લોલ,
વસિયા જૈનો ને મુસલમાનો, ખ્રિસ્તિ પણ આવ્યા રે લોલ, ૬
સૂરત હાટ વાટ ને વળી ચૌટે, દિસે રળીયામણું રે લોલ;
મધ્યમાં ટાવર ટકા કરતું ઘડીપળ બોલતું રે લોલ, ૭
પશ્ચિમ તાપી મૈયા મ્હાલે શિવાલય શોભતાં રે લોલ;
મહાવીર પાતાળી હનુમાન પ્રતાપી જ્યાં વિરાજતારે લોલ. પુણ્ય. ૮
ઘુઘવે પશ્ચિમમાં મહાસિંધુ, તાપીનાં જળ હલતાં રે લોલ,
ફરતાં નૌકાને વળી નાવો પારણીયે ઝૂલતાં રે લોલ. પુણ્ય. ૯
દોડતા અગ્નિરથ દિન રાત પૂરવમાં સ્ટેશને રે લોલ.
કરતા લોકો દોડમદોડા વિવિધ વિધિ ફેશન રે લોલ. પુણ્ય. ૧૦
ભૂંગળાં મિલનાં ઉત્તર પૂર્વે ગગન મહીં ભૂકતાં રે લોલ,
ઉત્તર અશ્વિનીકુમાર આશ્રય અંત આપતોરે લોલ. ૧૧
મહિલા વિદ્યાલય લોભાવે, દક્ષિણ દિશ શોભતું રે લોલ.
મહિલા સુધરે તો આ વિશ્વ વૈકુંઠ સમું ઓપતુંરે લોલ. ૧૨

શિક્ષણુ સજ્જન તેને આપો, સુનીતિ સદ્ધર્મનું રે લોલ.
આવશે અવનીપર કૈલાસ. સજ્જુગ ફરી વ્યાપશે રે લોલ, ૧૩
રક્ષા કરવા અંબામાત શહેરમાં આવી વસ્યાંરે લોલ;
તાપી તીરથ નાવા માટે ભાવિકજન આવતારે લોલ. ૧૪
લોક છે રસીયાં ને રંગીલાં મોજીલાં પણુ પૂરતાં રે લોલ;
સુરતી બરફી છે વખણાણી જમણુ મન ભાવતાં રે લોલ. ૧૫
શેરમાં નાટક ચેટક થાયે, સિનેમા પણુ ચાલતારે લોલ;
ભરતા વિદ્વાનો પણુ ભાવે, સભાઓ ભલી શહેરમાં રે લોલ, ૧૬
પુસ્તક વાંચનમાં પણુ પ્રીતિ વધી છે ઘણો લોકનેરે લોલ;
વનિતા વિશ્રામે સુખ ઠામે સૂરતની શોભા વધે રે લોલ. ૧૭
ઇંદ્રના નંદનવન સમ હતું સૂરત રળીયામણું રે લોલ;
આગ ને રેલમાં તે રોળાયું, બન્યું ડર કામણુંરે લોલ; ૧૮
ધન્ય છે શાણી અમ સરકાર, જેણે ફરી સુધારિયું રે લોલ.
વધશે સુખ સંપત ફરી આંહી, પ્રભાત થયું નિર્મળું રે લોલ. ૧૯
દેશમાં હુન્નર ને સદાચાર વધે તો વધે ઉન્નતિરે લોલ,
શિક્ષા ગુણુ અનુરાગી દે છે, વિણુ નીતિ નહિ ઉન્નતિ રે લોલ. ૨૦



## માતાજીની આશીષની મહત્તાનો ગરબો.

(અમે સ્વર્ગથી સંસાર તાટે ઉતર્યાં રે લોલ-એ રાગ)

જેણે આશીષ અંબાજી તણી મેળવીરે લોલ;
તેણે પ્રેમથી પ્રભુ પ્રસાદી મેળવીરે લોલ—જેણે ધ્રુવ.
જેણે આશીષો માતાજી તણી મેળવીરે લોલ,
તેણે રિદ્ધિ સિદ્ધિ સર્વ આંહી મેળવીરે લોલ.—જેણે. ૧

જેણે આશિષો માતાજી તણી મેળવીરે લોલ,
તેણે યજ્ઞ ને યોગાદિ ક્રિયાઓ કરી રે લોલ,—જેણે. ૨
જેણે-તેણે દાન ધ્યાન, માનની કૃતિ કરી રે લોલ.
જેણે-તેણે પૃથ્વીની પ્રદક્ષિણા પૂરી કરી રે લોલ. ૪
જેણે-તેની ઇંદ્રથી અધિક શ્રેષ્ઠતા ઠરીરે લોલ ૫
જેણે-તેને સ્વર્ગની સામગ્રી અહીંઆં મળીરે લોલ ૬
જેણે-તેને અષ્ટ સિદ્ધિઓ ઉમંગથી વરીરે લોલ ૭
જેણે-તેને ઘેર નવે નિધિઓ આવી વસીરે લોલ ૮
જેણે માતની કૃપા ન જરી મેળવીરે લોલ;
તેની જીંદગી વૃથા ગઇ પ્રમાણુવીરે લોલ. ૯
કરો પ્રેમથી સદૈવ માત સેવનારે લોલ
મળે રિદ્ધિ સિદ્ધિ સર્વે માત ભાવમાં રે લોલ ૧૦

## અનુષ્ટુપ્.

નથી કો હું સમો પાપી, પાપઘ્ની તું સમા નહિ;
જાણી એવું મહાદેવી, ઘટે તે કરજે સહી.

## इति शिवम.



# हिन्दी शिखवानुं उत्तम साधन.

१ **हिन्दी लघु व्याकरण:**—આ વ્યાકરણમાં હિન્દી ભાષાના વ્યાકરણના નિયમો સાથે ગુજરાતી ભાષાના વ્યાકરણની સરખામણી પણ ગુજરાતીમાં આવેલી છે. તેથી વાંચનાર શિક્ષકની મદદ સિવાય પણ આ વ્યાકરણ સમજી શકે છે. રૂ. ૦-૩-

२ **रामायण कथासार अने तात्पर्य:**—કિંમત રૂ. ૦-૪-

३ **सती सुकन्या:**—ગદ્યપદ્યાત્મક છાયાનાટક કિંમત રૂ. ૦-૪-

४ **गंगालहरी:**—મનોહર સંસ્કૃત કાવ્ય સમશ્લોકી ભાષાન્તર તથા ભાવાર્થ સાથે. કિંમત ૦-૨-

५ **आत्मानंदलहरी:**—સહ... કિંમત ૦-૨-૬

६ **दुर्व्यसन दावाग्नि:**—બીડી, ચા, અફીણ, મૃગયા, જુગાર ઇત્યાદિનો નિષેધ કરનારૂં એક લઘુકાવ્ય કિંમત રૂ. ૦-૧-૦

ઉપર જણાવેલાં પુસ્તકો કર્તા પાસેથી નીચેના સરનામે મળશે.

**લાલજી વીરેશ્વર જાની.**

હેડમાસ્તર અંગ્રેજી સ્કૂલ. પલસાણા (પ્રાંત નવસારી.)

---

— બીજા ધોરણ માટે ... પ્રસિદ્ધ —

## 'અંકગણિતનાં મનોરત્ન'

ભાગ ૧ જેમાં:-૧૨૦૦ દાખલા છે. ૪ આના

હજુ સુધી આવી ભૂગોળ બહાર પડીજ નથી.

ચોથા ધોરણની ભૂગોળની **પ્રશ્નોત્તરમાળા** ચાર આના.